**પાઠ ૧૯**—પોતાનું શરીર જેમ સાફ રાખવું તેમ ઘર તથા આંગણું પણ ચોખ્ખું રાખવું. તેમ ન કરીએ તો મચ્છર, માંકડ, ચાંચડ, માખ, સાપ, વિંછી, કાનખજુરા વિગેરે થાય ને આપણને દુઃખી કરે, તથા વખતે જીવ પણ જાય. માટે ચોખ્ખાઈ રાખવી.

**પાઠ ૨૧**—ઘોડાને ચારપગ, પગમાં ડબો, એ સીમમાં ગાયો ભેગો ચરેછે, ને ખુંખારે છે. તે ઉપર ચડી મુસાફરી વિગેરે કરવાના કામમાં આવેછે.

**પાઠ ૨૨**—આમલીનું ઝાડ મોટું ને મજબુત થાયછે, તે પાતરાં ખટાશદાર તથા ખાટી આમલી થાયછે, તે હરેક ચીજમાં ખટાશ નાંખવાના ઉપયોગમાં આવેછે. તેનું લાકડુ બહુ મજબુત છે. તે તમામ કામમાં આવેછે.

**પાઠ ૨૪**—આંખ છે નાની પણ તેથી મોટી મોટી જણસો દેખાયછે. જેને એક આંખે ન દેખાય તે કાણો, બે આંખે ન દેખે તે આંધળો, અને રાતે જેને સૂઝે નહિ તે રતાંધળો કહેવાય. જ્યારે આપણે બધુ જોઇ શકીએ છીએ ત્યારે પરમેશ્વરનો મોટો ઉપકાર માનવો.

**પાઠ ૨૫**—મહેનત તેજ મુડી ને મહેનત તેજ ધન માટે મહેનત કરવાથી બધા સુખની પ્રાપ્તી થાય. " કહેવત છે કે " ચાકરી વિના ભાખરી નહિ."

**પાઠ ૨૮**—છાણનો એકઠો ઢગલો કરી રાખ્યો હોય તો ગંધાય પણ પાતળું પાતળું લિંપીએ તો ફાયદો થાય તેમ ધનને સારે મારગે વાપરીએતો બીજાને સુખ થએથી દાન ગણાય, ને ઇશ્વર આપણું કલ્યાણ કરે, માટે ભૂખે મરતાં, જેનાથી રળવા જવાતું ન હોય, એટ-

લે જેના હાથ પગ અટક્યા હોય ને રોગી હોય તેવાને આપવું, તે સારૂં છે.

**પાઠ ૨૯—૩૦**—લલ્લુએ પાઘડી ફાડેલી તે માની જવાથી તેના મા બાપને સાચું બોલ્યો જાણી બહુ હેત થયું. માટે સાચા બોલાં છોકરાં સર્વને વહાલાં લાગે છે.

**પાઠ ૩૨**—ઘેટાં બહુ કામનાંછે. તેના પર ઉનછે તેથી તેને ટાઢ વાતી નથી. તેનું ઉન ઉનાળામાં કાતરી લેવાથી તેના ધણીને પૈસા ઉપજેછે, તેનાં લૂગડાં થાયછે. તેથી તેનું શરીર હલકું થવાથી તેને સુખ થાયછે. તેનું દૂધ ખાવાના કામમાં આવેછે, તેનું ચામડું કામમાં આવેછે તે બાપડાં ગરીબ એવાંછે કે કોઇને દુઃખ દેતાં નથી. માટે આપણે પણ એવા ગરીબ થવું કે બીજાને નડીએ નહીં.

**પાઠ ૩૩**—લીમડાનું ઝાડ મોટું ને જબરૂં થાયછે. તેનો છાંયો ઘણો સારોને ઉપયોગી હોયછે રોગી માણસને તેની છાલ વિગેરે પીવાથી રોગ મટેછે. મીઠા લીમડાના પાનની કઢી થાયછે, તે ઓષડના કામમાં આવેછે તેનું લાકડુ બહુ મજબૂતછે તે ઘણાં કામમાં આવેછે તેમાં કડવાશ હોયછે.

**પાઠ ૩૪**—ધાન્યનું બીજું નામ અનાજ; તે આપણા ખાવાના કામમાં આવેછે તેથી આપણુ જીવન ટકી રહ્યુંછે તેના સાંઠા, રાડાં થાયછે તે ઢોરના ખાધામાં આવેછે.

**પાઠ ૩૬—૩૭**—જમીન એજ ધરતી તેમાં જેજે જોઈએ તે અંદર તથા ઉપરછે; તેથી આપણુને પુર્ણ લાભ સાથે આનંદ છે. ધરતી ઊપર નદી, પર્વત, ઝાડ, વનસ્પતી, વિગેરેછે તે આપણા લા-

ભ સારૂજ ઇશ્વરે આપ્યાંછે માટે ઈશ્વરનો પાડ માનવો ને તેને સ્મરવો.

**પાઠ ૩૮**—આપણો જન્મ મા બાપથી થયો. આપણે નાના હતા ત્યારે તેમણે ઘણું ઘણું સંકટ વેઠી ઉછેરી આપણને મોટા કર્યા. સિવાય જેજે જોઈએ તે પુરૂં પાડયું. માટે આપણે તેનો બદલો વાળવા સેવા કરવી અને તેના કહ્યામાં રહેવું.

**પાઠ ૪૦**.—બાવળનાં ઝાડ કાળી ભોયમાં થાયછે. તેનાં પાંદડાં ઝીણાં ને આછાં તથા તેને કાંટા થાયછે. તેની સોટીઓનાં દાતણ થાયછે. તેનાં પાંદડાં તથા છાલ મોઢામાં ગરમી થઇ હોયતો મોઢામાં રાખવાથી ફાયદો કરેછે તેનું લાકડું ગાડાનાં પૈડા બનાવવાના કામમાં તથા ચીચોડા, (સેરડી પીલવાના) કામમાં આવેછે. તેની છાલમાં તૂરાશ રહેલીછે; તેથી ઢોરના આળા ચામડા તેના પાણીના કુંડમાં બોળવામાં આવેછે, તેથી ચામડા સાફ થાયછે.

**પાઠ ૪૧**—શેખસલ્લી એટલે ખોટા વિચાર બાંધનાર; તે નહિ હોય તેમાંથી મોટા મોટા વિચાર બાંધી રાત દિવસ નકામા નિર્ગમન કરેછે, ને બહુ તેમ જારી રાખે તો તેને સનેપાત (ઘેલાપણા)નો રોગ થવાથી ખુવાર થાયછે. જેમ આ શેખસલ્લીના પાઠમાં દાખલો છે તે સર્વેના ધ્યાનમાં હશે. પોતાનું હરેક કામ ખોટી થવા સાથે બગડેછે ને નુકસાન થાયછે.

**પાઠ ૪૨—૪૩**—શેઠના ઘરમાં જોઇતી સગવડતા કરેલી તે સંબંધી છે.

**પાઠ ૪૫**—ડોકમાં નાક સ્વાસ લેવાનું ને સુંઘવાનું તથા મોઢું

ખાવાનું ચાખવાનું કામ કરવાથી સર્વદા મનને આનંદ થવા સાથે જી-વન ટકી રહી માણસ શોભે છે.

**પાઠ ૪૬**—રામલો છોકરો બહુ ખીજવાતો, નિશાળેથી ઘેર જતાં રસ્તામાં ચોટલીનું નામદઇ ખીજવવા મંડયા તેથી તેણે ખીજવાઇને પગરખી ફેંકી તે ખોલડાપર પડી. પછી પાટી ફેંકી તે ફુટી ગઇ, પછી પછવાડે દોડયો તેમાં એક ગાય સાથે અથડાઇ ખાબોચીઆ-માં પડયો ને બહુ વાગ્યું તેનાપર કાદવ કાદવ થઇ રહ્યું તેનાં મા બા-પ ઘેર લઇ ગયાં ને ઓષડ કર્યાં ત્યારે ઘણે રોજે સાજો થયો. માટે. ખીજવાય તેના આવા હાલ થાય, માટે કોઇના ખીજવાયાથી ખીજ-વાવું નહીં.

પાઠ ૪૭—કૂતરાના બચ્ચાંને કૂરકુરીઆં કહેછે, તે નાનાં હો-ય ત્યારે બહુ વહાલાં લાગેછે. મોટાં થએ બહુ ગુણ કરેછે રાજીમાં હોય ત્યારે પૂછડી હલાવે, બીએ ત્યારે પગમાં ઘાલે.

**પાઠ ૪૮—૪૯**—કોઈ બી વાવ્યાથી થોડા રોજમાં મોટું થા-ય, તેમાંથી ફૂલ થઇ ફળ થાયછે.

**પાઠ ૫૦**—એક કીડી તરશી થવાથી પાણી પીવા ગઈ તેમાં-થી વેહેળામાં તણાવા લાગી તે એક કબુતરે ઝાડનું પાંદડું તોડી પા-ણીમાં નાંખ્યુ, તે પર કીડી ચડી બહાર નીકળી. એક વખત કબુતર પર વાઘરી જાળ નાંખતો હતો, તેવામાં પેલી કીડીએ જઇ તેને પ-ગે ચટકો લીધો એટલે તે ઉડી ગયું એટલે બચી ગયું. જુઓ જના-વર તે પણ બદલો આપવાને ચૂકતાં નથી તો માણસે તો બદલો વા-ળવોજ જોઇએ તો તેથી આપણી દુનીઆમાં આબરૂ વધે. આપ-

ણું સારૂ થાય, પરમેશ્વર રાજી રહેછે

**પાઠ ૫૧**—ડાંગરને ચોખા ફોતરાં કાઢવાથી કહેછે, રાંધેલા ચોખા તે ભાત તેનો તરૂ એક સાથે ફોતરાંવાળી ડાંગરથી વાવી બી કરે તે તરૂ આખા ખેતરના જૂદા જૂદા ક્યારામાં રોપી દે ને પાણી પી· ડાંગર પેદા થાયછે. આ બધું ઇશ્વરની મરજીથી થાયછે માટે આપણે ઇશ્વરનો મોટો પાડ માનવો જોઇએ.

**પાઠ ૫૨**—બિલાડાં ઘણો ગુણ કરેછે. ઘરમાં ઊંદરનું દુઃખ થવા દેતાં નથી. પોતાનાં બચ્ચાંને એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોઢામાં ઘાલી લઇ જાયછે; ત્યારે જરાએ દાંત બેસવા નહિ દેતાં બહુ જાળવેછે, તેમ પોતાનાં બચ્ચાંને માણસે જાળવવાં.

**પાઠ ૫૩**—બીકણ છોકરો બધાથી ડરે. એક વખત કુરકુરીઉં તેની પછવાડે પડયું તેથી ડરી નાસતાં કાદવમાં પડયો તેથી બગડયો ને ચોંટી બેઠો. માણસોએ તેને કાઢયો તે દિવસથી તેણે રોવાની ટેવ છોડી દીધી.

**પાઠ ૫૪**—દરિઆના ખારા પાણીમાંથી મીઠું પાકેછે, તે પાણીને બહાર ક્યારડા કરી તેમાં સૂરજના તાપે પાણી ભરી સૂકાઇ જતાં બાકી પડ બંધાઇ રહે તે ભેગા કરી ઢગલા કરે તે મીઠાના રાશ કહેવાયછે. મીઠાની જગો તે અગર, ને પકવનાર તે અગરી કહેવાયછે. મીઠાના રાશ પાણીથી ધોવાઇ ન જાય તે માટે તેપર મટોડી ઢાંકે, અથવા ખડ પાથરી બાળે છે તેથી પડ બંધાઈ જાયછે.

**પાઠ ૫૫**—થોડે ખોદવાથી કૂવો થાય; કાંકરે કાંકરે પાળ બંધાય; ટીપે ટીપે સરોવર ભરાય; સુંડલે સુંડલે ઘઉંનું ગાડું ભરાય; એ

ક એક ઈંટ મૂકવાથી ઘર બંધાયછે. તેવીજ રીતે થોડે થોડે ભણીએ તો પંડિત થવાય, માટે એક એક પાઠ હમેશ ભણવો.

**પાઠ ૫૭–૫૮**—આ પાઠોની ધાતુની વિગત પાછળ દાખલ થઇ ગઈ છે.

**પાઠ ૫૯**—ઘણી લાકડી ભેળી કરી ભાંગવા આપવાથી ભાંગે નહિ, પણ એક એક છુટી કરી ભાંગે તો તરત બધી લાકડી ભાંગી જાય, તેમ બધા સંપ કરીએ તો દુશ્મનનું કાંઇ ચાલે નહિ, પણ એક એક સંપ છોડી નોખા થઇએ તો લાકડીની પેઠે નાશ થાય.

**પાઠ ૬૦**—જ્યાં જંગલ ને ઝાડી વિશેષ ત્યાં વાંદરાં બહુ થાય, તેમાંનાં કેટલાંકનાં મોં રાતાં ને કેટલાકનાં કાળાં હોયછે, રાતામોંનાં માંકડાં કહેવાયછે. રાતા મોંનાં ખારીલાં હોયછે; તેને બે હાથ બે પગ, ને પૂછડી, તથા માણસના જેવું મોં હોયછે, તે બહુ અટકચાળાં હોયછે. છોકરાં જે અટકચાળાં થાય તે વાંદરાં જેવાં ગણાય.

**પાઠ ૬૧**—એક છોકરાના બે માલિક થવાથી કજીઓ થતાં સરકારમાં જતાં તે છોકરાના બે કડકા કરવા ફરમાવ્યું, તેથી ખરી માને ઘણીજ દયા આવી ને કડકા કરવા ના પાડી, પણ બીજીને કાંઇપણ દયા ન આવી. આ પરથી પેલી ખરી માને તે છોકરો સ્વાધિન કરતાં પેલી બીજીને શિક્ષા કરી ગામ બહાર કાઢી મૂકી. જે કોઇ બીજાનો ખોટો માલેક થાય તેના આવા હાલ થાય.

**પાઠ ૬૨–૬૩**—પાછળ પાને વિસ્તારથી લખવામાં છે.

**પાઠ ૬૪**—વા તમામ જગામાં છે, તેથી તમામ ચીજ તથા જીવની ઉત્પત્તિ છે. કોઇ ઠામ ઊંધું વાળીએ તોપણ વા જતો રહેતો

નથી. પાણી જેમ જેમ ભરાય તેમ તેમ તે દૂર ખસે. વાથી આપણે જીવીએ છીએ; નાક મોઢું બંધ કરી બેસીએતો તરત મરણ પામીએ. માટે વા તેવો તથા તેટલો ઉપયોગીછે. વા ધીમો પડે ત્યારે બફારો થાય તે બફારો પંખો હલાવવાથી બંધ થાય.

**પાઠ ૬૫**—પાણીમાં પથ્થરો નાંખવાથી કુંડાળાં થાયછે તે લહેરો ગણાય તે પવનથીજ નગારાપર ડાંડી મારવાથી ચામડાનો થડકારો થઈ તે પ્રવાહી વા હલતાં આપણા કાન માંહેલા વા સાથે થડકારો મિશ્ર થઇ કાન માંહેના પાતળા પડ સાથે અથડાતાં જેવો અવાજ થાય તેવોજ માલમ પડેછે, તેથી આપણે સાંભળીએ છીએ.

**પાઠ ૬૬.**—શણનાં તથા ચીંથરાં જે શેરીઓમાં રખડતાં માલમ પડેછે તેને લઇ ધોઈ ચુનાના પાણીમાં થોડા રોજ બોળી સડવા દઇ કાઢી ખાંડી ભૂકો કરી વાળાની ચાળણીમાં ગાળી કાઢે છે, તેથી માવો જામી જતાં કાગળ બંધાયછે, તે લખાય તેવા થતા નથી. ઘઊંની ખેળને ફટકડીના પાણીમાં બોળી કાઢેછે તે આ કાગળ, જૂના કાગળોને પલાળી ધોવાથી માવો થતાં ઉપર પ્રમાણે કાગળ બને છે. સૌથી સારા કાગળ તે સાહેબખાની કહેવાયછે. કાગળ વેચનાર કાગદી ગણાય. ચોવીશ તાવનો એક ધા ને વીશ ધાનું એક રીમ ગણાયછે.

**પાઠ ૬૭.**—એક ભણ્યા વગરનો મૂરખ સારાં લૂગડાં પહેરીને રસ્તામાં જતાં માલમ પડવાથી કોઇ સ્ત્રી પરદેશથી આવેલા પોતાના ધણીનો પત્ર વંચાવા ગઈ પણ તે મૂરખ કાગળ જોઇ રોવા લાગતાં તે સ્ત્રીને પણ ફાળ પડી જે કાંઇ માઠી ખબર હશે. પછી ર-

ડવાનું કારણ પૂછતાં મૂરખે કહ્યું જે હું ભણ્યો નહિ તેથી મારી મૂરખાઇને રડું છું. માટે ન ભણે તેને પ્રજેતો થતાં લાજી મરવું પડે; અને પસ્તાવો થઇ આવા હાલ થાય.

**પાઠ ૬૯.**—ગધેડાંને ચાર પગ તે પાતળા ને ડાબો ઊંડો છે, તેથી તે સીધી ટેકરીપર ચડી શકેછે, તે ધીમાં હોયછે, તે ભૂંકે છે, વધારે ચાલે ને બોજો ખેંચી જાય. આપણા મૂલકમાં કોઇ ગધેડે બેસે તો લાજ, પણ સિંધ દેશમાં મોટા મોટા અમીર પણ ગધેડે બેસેછે. ગધેડાં ઉકરડા કે રાખમાં આળોટે છે; તેવારે જ્યાં ડોક આવે ત્યાં સાફ ને સરખું કરેછે. તેના કાન લાંબા છે, ગધેડીનું દૂધ માંદાને પાય તો ગુણ થાયછે.

**પાઠ ૭૦.**—ગધેડાને ભત્રીજે ગુણ કરવાથી કાકાને ઘેર કાકો મરી જતાં, ત્યાં લઇ જઈ બાંધતાં; તે ઠેકાણે પગ ઠબકારતાં, તે જગોએ ખોદવાથી ધનનો ચરૂ જડ્યો. જુઓ ગધેડાં પણ સાચવવાનો ગુણ ભૂલતાં નથી; તો માણસે પણ ગુણ કરનારનો બદલો વાળવો જોઇએ છીએ.

**પાઠ ૭૧**—રેશમના કીડા શેતૂરનાં ઝાડનાં પાંદડાં ખાઈ જીવે છે, તે ગરમ મુલકમાં પેદા થાયછે. તે કોશેટા કરેછે, તે કરતાં તુરત કરડી મરી જાયછે; પણ તે અગાઉ કોશેટા લઇ લેઇ તેનું રેશમ ફીરકીપર લેઇ લે તો, તે પ્રથમ પીળા રંગનું હોયછે; તેનાં જાત જાતનાં રેશમી લૂગડાં થાયછે. તેને જેવો રંગ જોઇએ તેવો ચડાવેછે, ને લૂગડાં બનાવેછે.

**પાઠ ૭૨**—પાછળ પ્રમાણે મચ્છર જીત મેળવતાં, બહુ અ-

હુંકાર થવાથી તે ફૂલાતો હતો, તેવામાં કરોળીઆના જાળામાં ફસાઇ જતાં નીકળવાનું કરતો જાય, તેમ તેમ વધારે અટવાણો, ને કરોળીએ આવી ઝાલી મારી નાંખ્યો. યાદ રાખવું જે બહુ બેહેકી જતાં શેરને માથે સવાશેર હોયજ- ને તેવી મૂરખાઇપર સજા કરનાર મળેજ.

**પાઠ ૭૪**—ખીસકોલીને બે હાથ, બે પગ, બે કાન, ને એક પૂછડી હોયછે, તેના પર રૂવાં છે, તેપર ધોળા લીસોટા છે. તે બહુ ચંચળ, રમુજી, ને નાજુક છે. તે ઝાડપર ને ભીંતપર ચડેછે, તે દાણા ખાયછે.

**પાઠ ૭૫**—એક છોકરો નાતમાં તેની મા જોડે જમવા ગયો ત્યાં તેની માએ થોડું જમવા કહ્યું, પણ તેણે તો બીજો જરા વધારાનો લાડુ સંતાડી ખાવા વિચાર્યું; જુઓ આ છોકરે કડકા લાડુ સારૂ તેની માને છેતરી તેથી તે નારાજ થઇ ને પરમેશ્વર પણ નારાજ થયો, તેથી તેને સજા કર્યા વિના છોડવાનો નહિ. આ ઉપરથી યાદ રાખવું જે છેતરવું એ મોટું પાપ છે ને ઇશ્વર સજા કરે છે.

**પાઠ ૭૬**—આ ઘડી, પળ વગેરેની વધારે હકીકત પાછળ દાખલ કરેલી છે.

**પાઠ ૭૭**—સોના રૂપા સંબંધી પાછળ દાખલ કરેલી છે.

**પાઠ ૭૮-૭૯**—આખી દુનિઆમાં જીવના પ્રકાર બે પડે. એકતો જેને અંગજ્ઞાન છે તે, ને બીજો તર્કશક્તિ તથા અંગજ્ઞાન છે તે. આવા પહેલા ભાગમાં તમામ જવજંતુ, પશુ, પંખી, વિગેરે; અને બીજામાં ફક્ત માણુસજ. બધાં જીવોના શરીરના ભાગો જુદા જુ-

દા છે. જેમાંના કેટલાંક આકાશમાં, કેટલાંક પાણીમાં, કેટલાંક જમીનપરજ રહેનારાં હોયછે.

તેમનો ખોરાક તેમને લગતો જૂદો જૂદોછે; પણ માણસ તો જમીન ઉપરજ રહેછે, અનાજ ખાયછે. તેને બે પગ, બે હાથ, મોઢું, એક નાક, બે આંખો ને બે કાન છે, તથા અક્કલ છે તેથી આપણે આપણો તથા બીજાનો બચાવ સાથે ગુજરાન ચલાવવા ઉદ્યોગ કરીએ છીએ. આ કારણથી આપણામાં ઇશ્વરની ભક્તિ કરવાની સક્તિછે, એ ખાસ કહી શકાયછે; માટે દુનિઆમાં સર્વ જાનવરોનું તથા ગરીબ ગરબાનું તથા બચ્ચાં, રોગી વિગેરેનું પાલન કરી ઉદ્યોગ કરી ગુજરાન ચલાવવું, ને સર્વનું સારૂં ઇચ્છી ઇશ્વરની ભક્તિ કરવી; આ આપણું કામછે.

**પાઠ ૮૦**—ભાઈનું બેન ઉપર ને બેનનું ભાઇ ઉપર અરસ પરસ હેત હોયજ તે સ્વાભાવિકજછે જુઓ લલુ ને લખીનો દાખલો. તે કેવાં ડાહ્યાં! તમારે પણ એવું હેત રાખવું.

**પાઠ ૮૨**—પાણીની ઘણી જરૂર છે, વાની જેવી જરૂર તેવીજ પાણીની પણ જરૂર ગણાય; દરિઆ તથા જમીનપરનું પાણી સૂરજની ગરમીથી ઊંચે ચડી વરસાદ, કરા, ઝાકળ, ઓસ, બરફ, ધૂમર ને વરાળ રૂપે જમીનપર પાછું પડેછે, પાણી ન હોયતો આપણે જીવીએ નહિ; તેમજ અનાજ, ઝાડ વિગેરે પાણીથીજ ઉત્પન્ન થાયછે. આ પણ પરમેશ્વરનોજ પાડ માનવો.

**પાઠ ૮૩**—સાપ તમે સર્વે જણે જોયોછે. તેને બહાર પગ નથી; પણ પાંસળીઓના ટેકાવતી ચાલેછે તે બહુ ઝેરીછે, તે કરડે

તો તુરત થોડે છેટે જોરથી પાટો બાંધવો. પછીતુરત કોઈ ડાહ્યા માણસ પાસે લઇ જવો ને ઉપાય કરવા. આપણામાં કોઇ શત્રૂ, અગર ખરાબ માણસ હોય તેને સાપ જેવો કહેછે, માટે એમ લોકો કહે તેમ નહિ થતાં સર્વેનું સારૂં ચહાવું.

**પાઠ ૮૪—૮૫**—એક વખત સિંહના શરીર ઉપર કેટલાક ઉંદરો દોડા દોડ કરવા મંડ્યા, તેવામાં એક ઉંદર સિંહના ઝપાટામાં આવ્યો તે કરગરવા મંડ્યો તેથી સિંહે છોડ્યો—ત્યારબાદ એક વખત એક જાળમાં સિંહ ફસાઇ ગયો, તેને પેલા ઉંદરે જાળ કાતરી બદલો વાળ્યો ને તે જાળમાંથી મુક્ત કર્યો. જુઓ જાનવર પણ વખત આવ્યે બદલો વાળવા ચૂકતાં નથી, ત્યારે આપણે ગુણ કરનારનો વખત આવે બદલો વાળવો.

**પાઠ ૮૬.**—શણના છોડ માણસ જેવડા થાયછે. તે પાકયાબાદ લાવી પાણીમાં પલાળી તેનાપરથી રેસા કાઢી તેને ધોઇ સાફ કરી તેની સૂતળી વણેછે, ને બોયાંની દીવાસળી કરેછે.

**પાઠ ૮૭.**—શિઆળ કૂતરાના જેવડું હોયછે. તે જંગલમાં રહેછે, મૂએલાં જાનવરોને ફાડી ખાયછે. તે બહુ બીકણછે દિવસે તો બહાર નીકળેજ નહી, તેનો રંગ મેલો પીળો છે રાતે બાહાર નીકળે ને ટાઢમાં બહુ બુમો પાડેછે. તે ખંડેર કે બોલ ખોદી રહેછે. શેરડીના વાઢમાં પેશી બહુ નુકશાન કરેછે. તેની લુચ્ચાઇની ઘણી વાતો છે.

**પાઠ ૮૮—૮૯**—પહેલે દિવસે એક લોભીઆને ઘેરથી એક સુતારો પોતાને ઘેર જમણવાર સબબથી તપેલાં લઇ ગયો; તેમાં બીજા નાનાં (બચ્ચાં) તપેલાં મૂકી વિઆણનું નામ દઈ પાછાં મૂકી ગ-

યો. બીજે દિવસે પાછો તેનેજ ઘેરથી તપેલાં લઈ ગયો ને તપેલાં મરી ગયાં ઠરાવી પાછાં આપ્યાં નહિં. આ ઉપરથી લોભીઆએ કબૂલ કર્યુંકે જન્મે તે મરે; તેથી ચૂપ થઇ ગયો કહેવત છે કે " જ્યાં લોભીઆ વસતા હોય ત્યાં ધૂતારા ભૂખે ન મરે "

**પાઠ ૯૦** ભીંડીના છોડ માણસ જેવડા ઊંચા થાયછે. તે પાકંયા બાદ લાવી પાણીમાં નાંખેછે. પછી પાણીમાંથી કાઢી તેની છાલ કાઢી તેના દોરડા વણી ખાટલા, વરત, દોર, વિગેરે કરેછે તેનાં બોયાંની દીવાસળી થાયછે. તેનો રંગ ધોળો હોયછે, ને તે બહુ ટકાઉ છે. .

**પાઠ ૯૧.**—ઉંટ ઉંચા ને લાંબા છે. તે અઢારે ઠેકાણે વળેલાં હોયછે તેના બરડા વચ્ચોવચ્ચ ખુંધ છે. તેના જોગ માણસોએ કાહા પણ બનાવ્યાછે. ઉંટ રેતીવાળી જમીનમાં મુસાફરી કરવાના કામમાં આવેછે તે બહુ ઝડપથી ચાલેછે. ઊંટને ઘણા દીવસ ખાવાનું ન મળે ।. તેની ખુંધ નાની થતી જાયછે ને તે ખુંધથી પોષણ થાયછે. તેના પેટના એક ભાગમાં ચોખ્ખું પાણી હોયછે. તેથી વખતે જીવ બચાવેછે.

**પાઠ ૯૨—૯૩.**—કેટલાકનાં ફૂલ, કેટલાકનાં ફળ, ને કેટલાંકનાં બીઆં આપણા ખાવામાં આવે છે.

**પાઠ ૯૪.**—વાહાણ લાકડાનાં થાય છે તેને તળીએ તાંબાનું પંતરૂં જડેલું હોય છે. તથા ખીલા પણ તાંબાના જડેલા હોય છે. કારણ•કે દરિઆમાં કેટલેટ ઠેકાણે લોહચુંબકનાં ખડક આવે તો વાહાણ તૂટી જાય. તે પાણીમાં તરે છે. દરિઆની મુસાફરી, કે લડાઇના કામમાં બહુ આવે છે. નાનાં વાહાણ તે હોડીઆં કહેવાય છે. જેમાં વરાળયંત્ર તે આગબોટ કહેવાયછે.

**પાઠ ૯૫–૯૬.**—રીંછ જંગલમાં રહેછે. જમીનપર ચાલે છે, ઝડપથી દોડેછે. તેમાંનાં કેટલાંક ભૂરાં ને કેટલાંએક ધોળાં હોયછે રીંછને વાળ બહુ હોયછે. ચાર પગે ચાલેછે. તેને માણુસો પાળી કેટલીએક રમતો શીખવે છે. તે ફળ, કંદ, માંખી, માંસ કે મધ ખાયછે.

**પાઠ ૯૭—૯૮.**—આ વિષે પાછળ કેટલું લખાઇ ગએલુંછે

**પાઠ ૯૯—૧૦૦—૧૦૧.**—આ વિષે પાછળ કેટલું લખાઈ ગયુંછે.

**પાઠ ૧૦૨.**—હાથી તમે જોયો હશે. તે બહુ જબરૂં જાનવરં છે. તે બે માણુસ ઉપરા ઉપરી ઉભાં રહે તેટલો ઉંચો, અને સાત માણુસ લાંબા હાથ કરી એક બીજાનાં આંગળાં પકડી ફરતાં ઉભાં રહે તેટલો ઘેરાવામાં હોય છે. તેના પ્રમાણમાં પૂછડી બહુ નાની હોયછે તેને એક સુંઢ છે. તે વતી ગાંઠ છોડે તથા ખાવાનું પીવાનું કામ કરેછે. તેના મોઢામાં ચાવવાના દાંત હોય છે, ને બહાર બે મોટા દેખાડવાના છે, તે દુશ્મનને મારેછે. આપણામાં કોઈ લુચ્ચો હોય તેને તે દાંતની કહેવત કહેવાયછે. માટે તેવી લુચ્ચાઇ ન રાખવી. તે દાંતના ચૂડા, હાથા વિગેરે ચીજો થાય છે.

**પાઠ ૧૦૩.**—જ્યાં પથ્થરાની છત હોય ત્યાં પથ્થરનાં ઘર બાંધે છે; અને બીજે ચીકણી માટીમાં ગોતર, રાખ મેળવી લાકડાના ચોકઠામાં ગોઠવી ઈંટો પાડી તેને પકવી ઘર બાંધેછે. પીતળના સંચાથી ઈંટો પાડે તો ઘણો લાભ થાયછે.

**પાઠ ૧૦૪.**—ભીંતનો પાયો જમીન ખોદીને ઉંડો નાંખેછે, કારણું કે સ્થીર રહે. તેમાં કોલ પાથરી તેપર ઈંટો મૂકે; વળી ચૂ-

તાનો કોલ પાથરી ઈંટો મૂકે આ પ્રમાણે કરતાં ભીંત થાય.

પાઠ ૧૦૫.—ભીંતો તૈયાર થયાબાદ સુતાર આવી લાકડાથી માળી લેછે તેપરનું નળીઆં પાથરેછે, ત્યાર બાદ ભીંતના વચલા ભાગમાં કેટલાક માળ પણ બાંધે છે.

પાઠ ૧૦૬.—લોઢા વિષે આગળ લખવામાં આવ્યુંછે.

પાઠ ૧૦૭—૧૦૮.—બકરાં સૌએ જોયાં છે.

પાઠ ૧૦૯.—કપાસિઆ ખેતરમાં વાવે, તેમાંથી કપાસ થાય, તેને પીલે તેમાંથી રૂ થાય, તેનાં પહેરવાનાં જાત જાતનાં લૂગડાં થાયછે.

પાઠ ૧૧૦.—સૂરજ વિષે પાછળ કહેવામાં આવ્યુંછે.

પાઠ ૧૧૧.—ચંદ્ર એ સૂરજ કરતાં પૃથ્વી નજીક છે. ચંદ્રમા પુનેમને દહાડે ગોળ દેખાયછે. એમ અંધારીઆના પંદરે દિવસ દરરોજ નાનો થતો જાય ને બબે ઘડી મોડો ઉગે છે. એમ કરતાં કરતાં છેક નાનો થતો જાયછે. સવારે ઉગતો દેખાય છે. અજવાળીઆમાં બીજથી દેખાવો શરૂ થઈ હમેશાં જરા જરા વહેલો અને મોટો થતો જતાં પુનમે આખો દેખાયછે. તે પૃથ્વીની આસપાસ ફરેછે. તે એક ગ્રહ છે. પણ તેમાં વાતાવરણ નથી તેથી તેમાં જીવની ઉત્પત્તિ નથી. તે પોતે પ્રકાશમાન નથી પણ દર્પણ ઉપર સૂરજનું તેજ પડી પાછું આપણી ભણી આવેછે,

પાઠ ૧૧૨.—કલાકને મિનિટ વિષે પાછળ બોલવામાં આવ્યું છે.

પાઠ ૧૧૩.—તારા આકાશમાં ઘણા ઉંચા ને મોટા છે એક દોડતો ઘોડો તે ભણી દોડાવીએ તો આપણા માથામાં વાળ છે તેથીં પણ વધારે વરસે ત્યાં પહોંચે નહિ એટલા દૂર છે તેથી નાના લા-

એછે. તારા એક ચળકતા ને બીજા સ્થિર છે જેનું તેજ ચળકતું હાલતું ને ધોળું દેખાય તે તારા અને જેનું તેજ સ્થિર ને લાલાશપર દેખાય તે આપણી પૃથ્વીની પેઠે ગ્રહ છે, તે અંધારી રાતે દેખાય છે. ને હીરાની માફક ચળકેછે. તે ચંદ્રની પેઠે ફર્યા કરેછે. ગગનમાં કોઇ વખત પૂછડીઆ તારા દેખાય છે. તે મૂરખ લોકો ખબર નહિ તેથી વરસમાં નવા જૂનું થવાની દહેશતમાં પડેછે. તે કેવળ મૂરખાઇ સમજવી.

પાઠ ૧૧૪.—૧૧૫.—વરસાદ વિષે પાછળ બોલવામાં આવ્યુંછે.

પાઠ ૧૧૭— આપણી આસપાસ; ઊંચે નીચે શરીરમાં, જાનવરમાં; ઝાડમાં અને વનસ્પતિ એમ સર્વ જગોએ પરમેશ્વર છે ( પરમ=મોટો+ઈશ્વર=ધણી;=મોટો ધણી; પવનને જેમ આપણે દેખતા નથી પણ તેનાં કામ પાંદડા હાલવા ઉપરથી કહીએ છીએ જે પવન છે, તમે આ બધી દુનિઆં, તેમાંના પદાર્થો તથા આપણને બનાવ્યા તથા જે જે જોઇએ તે પણ સરજ્યું તેથી તેનો કર્તા કામ ઉપરથી જરૂર જાણવું જે પરમેશ્વરછે. પણ તે પવનની પેઠે દેખાતો નથી

પાઠ ૧૧૯—૧૨૦—જેનું નામ પાડેલું હોય, જે નજરે જોવામાં આવે જેના કામપરથી જણાય, જે નજરે જોવામાં આવે, જેના કામપરથી જણાય, જે અથડાવાથી સુંઘવાથી, કે અવાજથી આપણને માલમ પડે જે તે છે; તે બધાને વ્યાકરણમાં "નામ" એમ સંગ્ના ઠરેલ છે.

પાઠ ૧૨૧—૧૨૨—૧૨૩—ગંગુ ને ધનુ એ બે છોકરાનો બાપ ગરીબ ને આંધળો હતો, તેથી તેની મા દળણાં દળી સર્વનું પેટ ભરતી પછી બંને ભાઇ એક શેઠને ત્યાં વાણોતર રહ્યા, એક વખત ગંગુને લેણુ લેવા મોકલ્યો, અને ધનુને વેણીરામ પંડયાને ત્યાં પીતાંબર આપવા મોકલ્યો. તે બંને કામ ઝડપથી કરવાનાં હતાં, તેમાં ગંગુએ તો તેમ કર્યું; પણ ધનુ રસ્તામાં રમકડાં જોવાને લેવા તથા મદારીની રમત જોવા વિગેરે કારણથી રોકાયો ને રસ્તામાં રસળ્યો તેથી વેણીરામ તાળુવાસી ચાલ્યા ગએલા; તેથી પાછો આવતા શેઠે ઠબકો દઇ રજા આપી તેથી તે રોવા લાગ્યો, પણ શેઠ ફરી રાખતા નહોતા, તેવામા વેણીરામ પંડયા આવવાથી ને ધનુપર દયા આવવાથી શેઠ પાસેથી પીતાંબર લીધું ને તેની વતી કાલાવાલા કરી ધનુ પાસે માફ મંગાવી ને દાખલ કરાવ્યો. આ ઉપરથી યાદ રાખવું જે જેના હાથમાં અગર કામમાં હોઇએ ને અધવચ રસળીએ તો ધનુની પેઠે પસ્તાવો થઇ રોવાનો વખત આવે.

પાઠ ૧૨૪—એક અક્ષર અથવા વધારે અક્ષરોનો પણ અર્થ સમજાય ત્યારે શબ્દ ગણાય.

સ્વર અગર વ્યંજન હોય તોપણ અ, આ, વિગેરે સ્વર અક્ષર, તે સ્વર; અને ક, ખ, વિગરે કકાના અક્ષર તે વ્યંજન સમજવા. સ્વરનો ઉચ્ચાર તેની મેળે થાય, પણ વ્યંજનનો તેમ થતો નથી. તેનો ઉચ્ચાર સ્વરની મદદથીજ થાયછે; જેમ ક ને અ મળે ત્યારે ક વ્યંજનનો પૂરો ઉચ્ચાર ગણાય. એમજ વ્યંજન સાથે સ્વર મળે, ત્યારે બાર અક્ષરની બારાક્ષરી કહેવાય. બે અથવા વધારે વ્યંજન એક

ઠા થાય અને તેને છેડે સ્વર જોડાય; ત્યારે જોડાક્ષર થાય, જેમ પ,ર, ને આ સ્વર મળે ત્યારે પ્રા જોડાક્ષર થાયછે. જેવો અક્ષર લખ્યો હોય તેવો ઉચ્ચાર કરવો. કોઈ રામ, એવા શબ્દને રોમ, એવો ખોટો ઉચ્ચાર કરે તે ઠીક નહિ. કેટલાક ડને ઠેકાણે ર બોલેછે જેમ ગાડીને બદલે ગારી તે ખરૂં નથી. કેટલાક તોતડાં માણુસ ટ, ઠ, ડ, ઢ, ણ, અક્ષરને ત, થ, દ, ધ, ન, ની પેઠે બોલેછે; જેમ ટોપીને તોપી; ઠીકરૂંને થીકરૂં, ડોશીને દોશી; ઢોરને ધોર પણને પન કહેછે. તો તે કેવું અતડું લાગેછે. તેમ કોઈ મોતીને મોટી, કે તાળુને ટાળુ કહેછે, તે પણ તેવુંજ લાગેછે.

**પાઠ ૧૨૫.**—દાંતવડે અગર હોઠવડે બોલવાનું ભાન પણ રાખતા નથી. જો બરાબર ધ્યાન આપે તો તેમ થાય નહિ. કેટલાક ગળામાંથી, તાલવ્ય, મહાપ્રાણ, અનુનાસિક, હોઇસ્થાની, દંતોષ્ઠ, દંતસ્થાની, એમ જેવા અક્ષરો તેવાજ તે જગોએ શુદ્ધથી ધ્યાન આપી બોલવા જોઇએ. તેમજ કેટલાક છોકરા એકકો અક્ષર અગર શબ્દને બબ્બે વખત બોલે છે તે પણ બહુ ગેરવ્યાજબી છે. પણ જેમ એક વખત હોય તેમજ બોલવો જોઇએ.

**પાઠ ૧૨૬.**—વાંચવામાં બીજી કાળજી એ રાખવાની કે બોલ એક બીજામાં ભરાઈ ન જાય. કેટલાક તો એક શબ્દ કે વાક્યનો અરધો ભાગ બીજા શબ્દ કે વાક્યના ઢપના રૂપમાં મેળવી બોલેછે એ ઠીક નથી. તેમજ કોઇ અક્ષરો રહી પણ જવા નહિ જોઇએ. તે બધાની સમજુતી તથા શબ્દ કે વાક્યનો અર્થ બરાબર સમજવા માટે ચિન્હ રૂપી નિશાનીઓ નીચે જણાવી છે; તે પ્રમાણે લખવું

તથા વાંચવા બોલવામાં પણ તેમજ અટકવું. ( , ) જરાવાર થોભવું, તેનું નામ અલ્પ વિરામ ચિન્હ છે. ( ; ) તેનું નામ અર્ધ વિરામ ઉ-પલા કરતાં જરા વધારે વાર થોભવું. ( : ) આનું નામ પૂર્ણ અર્ધ વિરામ છે ત્યાં તે કરતાં પણ વધારે વાર અટકવું. ( . ) પૂર્ણ વિ-રામ કહેવાયછે ત્યાં ઘણીજ વાર અટકવું. આ જગોએ વાક્ય સંપૂર્ણ થયું ગણાય, તેથી તે વાક્યનો ભાવાર્થ પણ આવી ગયો એમ સ-મજવું. ( ? ) પ્રશ્નાર્થ કોઇને સવાલ પૂછતાં વપરાયછે. ( ! ) ઉદગાર છે તે નવાઇ વાપરતાં લખવું ને બોલવું. ( " " ) અવતરણ છે તે પારકા શબ્દ, અક્ષર કે વાક્ય લઇ લખતાં તેની આસપાસ મૂકાય છે. ( ) કૌંસ તે કોઈ અક્ષર; શબ્દ કે વાક્યનો અર્થ શુદ્ધ રહેતો હોય અગર આગળના વાક્યના પેટામાં સંબંધ રાખતો હોય ત્યાં વપરાયછે.

ઉપર પ્રમાણે જ્યાં ચિન્હોની નીશાનીઓ નથી હોતી ત્યાં ઉલટો અર્થ થાયછે. એક ચોરના મુચરકામાં નીચે પ્રમાણે બન્યું જે "હું ચોરી કરૂં નહીં, કરૂંતો સરકારનો ગુન્હેગાર થાઉં" એમાં નહિ શબ્દ પછી અલ્પ વિરામ કરવું જોઇએ ત્યાં ન થવાથી, તેમજ કરૂં શબ્દ પછી ચિન્હ ની નિશાની થવાથી તે ચોર છુટી ગયો. કેમકે એથી એવો અર્થ થયો જે " મારે ચોરી કરવી જો ન કરૂંતો ગુન્હેગાર થાઉં."

**પાઠ ૧૨૭.**—આપણે ઘરમાં જેમ કાંઇ ખાવા માગતા હોઇએ અગર વાત કરતા હોઈએ તેમજ વાંચવાની જરૂર છે. તથા ધીમે ધીમે વાંચવું કે સૌ સાંભળે. ત્યારબાદ શબ્દ ઉપાડતા જતાં ઉતાવળથી વાંચવાની ટેવ પડશે. "સાઈને શુદ્ધ બોલતાં, નિશાનીઓ આગળ અટકતાં, અને ખરા શબ્દપર ભાર મૂકતાં આવડે તોજ સારૂં

વાંચતાં આવડ્યું એમ કહેવાય.

**પાઠ ૧૨૮.**—તમે ત્રણ ચોપડીઓ શીખ્યા તે ગૂજરાતી લિપિમાં છે; પણ હિંદુ ધર્મનાં પૂસ્તકો તથા વારતા વિગેરેની ચોપડીઓ બીજી તરેહની લખેલી છે; તેને બ્રાહ્મણી કે બાળબોધ લિપિ કહે છે. જેને ગૂજરાતી લિપિ આવડે છે તે જરા વધારે મહેનત લઇ શિખે તો થોડી વારમાં આવડે. કારણ કે તે ગૂજરાતીને મળતી છે; ફક્ત ફેર એટલોજ કે ગૂજરાતીને માથે લીટી દોરી હોય અગર લીટી બીલકુલ દોરી ન પણ હોય. પરંતુ બાળબોધ અક્ષર દરેકને માથે જૂદી જૂદી લીટીથી માથુ બાંધ્યુ હોય છે.

આ ચોપડીમાં ઘણા પાઠ નિતિ સંબંધી છે. તે પાઠ શિખવતી વખતે તેનો સાર બરાબર છોકરાના મનમાં ઉતારવો જોઇએ. નિતીના પાઠ સઘળા જોડી કાઢેલા છે. તેમાંના કેટલાક પાઠની વાત સંભવીત હોય છે, જેમ કે ચકલાની વાતમાં જે બીના લખી છે તે પ્રમાણે ચકલા કરી શકેજ નહિ; ત્યારે તે પાઠ લખવાનો હેતુ શો છે; તે બરાબર છોકરાના મનમાં ઉતારવો.

---

બીજી તથા ત્રીજી ચોપડીમાં જૂદા જૂદા છંદમાં ગવાતી કવિતા તેના તાળના માપ સાથે નીચે મુજબ. કોઇ અક્ષર માથે (।) પાણુ ઉભી જેવી નિશાની હોય તે તાળ પાડવા માટે છે. જે કવિતા બોલવી તે ધીમાશ, ઢબસર, ને તાળ પાડી રાગમાં બોલવા ધ્યાનમાં રાખવું.

## બીજી ચોપડી.

પાઠ ૨—ચોપડી વિષે કવિતા—ચોપાઇ. સારી ચોપડીઓ શોભાય, હું તે દેખી દૂર ખાય; પણ વિગતેથી જો વંચાય, તો તેમાંથી કારજ થાય. આ ચોપાઇ છે તેમાં ચાર ચરણ ને દરેક ચરણમાં જણાવ્યા પ્રમાણે ચાર ચાર તાળ હોય છે. આ ધોરણમાં અર્થની જરૂર નથી, તેથી સમજુતી દાખલ કરી નથી,

પાઠ ૮૧—સંગત—છપ્પો—જેને જેવો સંગ, રંગ બહુ તેવો બેસે; જેને જેવો સંગ, પ્રેમ પણ તેવો પેસે. જેને જેવો સંગ કામ તેવાંતે કરશે; જેને જેવો સંગ, ઠામ તેવે જઇ ઠરશે. રૂડે સંગે રૂડો થશે, બૂરે સંગે બૂરો બને; સારા મ્હેતાના સંગથી ભાગ્યશાળી વિદ્યા ભણે. આ છપ્પો છે તેમાં છ પદ ને દરેક પદમાં છછ તાળ છે.

## ત્રીજી ચોપડી.

પાઠ ૪૪.—ઘર વિષે—ભુજંગીછંદ—છજાં જાળીઆં માળીઆં ખૂબ છાજે, રૂડાં બારીએ બારણાંતો બિરાજે; ઘડ્યાં પાણીઆરાં રસોડાં રૂપાળાં, ચણ્યાં ઇટથી ને દીસે છે ચૂનાળાં. આ ભુજંગીછંદછે તેમાં ચાર હારોને ચાર તાળ છે.



# કઠીન શબ્દાર્થ.

(તે ડિક્ટેશન માટે પણ સમજવા.)

## બીજી તથા ત્રીજીના.

### क.

કોષ્ટક—સાંકળીઉં; પ્રારંભ; પત્રક.
કલ્લોલ—કળાહોળ, કકળાટ, આનંદ.
કચ્છ—કાચબો; કાઠિઆવાડની ઉત્તરે પ્રાંત છે.
કંકોત્રી—વધામણી-ઓચ્છવ આનંદનો પત્ર.
કર્યું—બનાવ્યું, ગોઠવ્યું.
કૃષ્ણ—આજથી ઘણાંક વરસ પર દ્વારકામાં રાજા થયો તે.
કચુકા—આંબલીના ઠળીઆ; બીજ.
કૃપણ—કંજુસ, લોભી.
કાંતવું—રૂની પુણીમાંથી તાંતણો કાઢવો.
કુંભાર—માટીનાં ઠામ કરનાર (ઘડો કરનાર.)
કર્યું—કીધું.
કાઢયો—નીકાલ્યો, ખેંચ્યો.
કવિતા—કાવપણું=વિષય કાવ્ય.
કોડિઆં—માટીનાં દીવો કરવાનાં નાનાં વાસણ.
કાશી—હિંદુસ્તાનમાં ગંગા કાંઠે શેહેર છે તથા માણસનું નામ પણ હોય છે.
કડછી—રાંધવાનું હથિઆર.
કણઝીઉં—કણઝામાંનું તેલ.
કૂદાવતી—ઠેકાવતી.
કોદાળી—જમીન ખોદવાનું લાકડાના હાથામાં નાંખેલુ લોઢાનું ઓજાર.
કાઢી—ખેંચી.
કદી—કોઇ દિવસ.
કાજુ—મગફળીનાં બીજ.
કૂદતાં—ઠેકતાં.
કૂવો—પાણી નીકળે તેવો ઉંડો ખાડો.
કુંડાળું—ગોળ ચક્કર.
કાચું કોરૂં—રાંધ્યા વિનાનં; શેકેલું.
કઢી—છાશ, કોકમ વિગેરેને મશાલો ચણાનો લોટ નાંખી ઉકાળવું તે.
કલેડું—કથરોટ, લોટ મસળવાનું
કોણી—હાથની વચ્ચેનો સાંધો, ભાગ.

કૂતરો—એક જાતનું જાનવર.
કિંમત—મુલ્ય.
કિનખાબ—રેશમી, મશરૂ, બુટ્ટાવાળું.
કંદોઇ—હલવઇ, સુખડીઓ.
કાંટા—બાઇડીઓને નાકે પેરવાનું ઘરેણું, શૂળ,
ક્રોડ—સો લાખ.
કણુસલું—ડુંડું દાણાવાળું ( જુવારનું. )
કિલ્લો—પથ્થરગઢ, કોટ; વાડહદ.
કુંડ—પાણીનો બાંધેલો ઉંડો ખાડો.
કીડી—એક જાતની ઝીણી જનાવર.
કોશેટો—રેશમનો કીડો.
કરોળીઓ—કરા સાથે માળણ વિગેરેમાં રહેનાર તથા જાળ બાંધનાર જીવડો.
કાંચળી—કાપડી; છાતીમાં પહેરવાનું કપડું.
કાંસુ—તાંબુ ને કલઇ મળીને થએલી ધાતુ.
કજીઆ—કજીઆ; ટંટા; ફિસાદ; કંકાસ
કાંતી—પૂણીમાંથી સૂતરનો તાંતણો કાઢી.
કાન્તિ—તેજ; ડોળ. ચળકાટ,
કુંપળ—કુંપળું—નવી ફણુસ.
કપાસિઆ—કપાસમાંથી નીકળતાં તેના બી.
કૂડી—નઠારી, ખરાબ.
કબૂલત—મંજુરી કરાર માન્ય કરેલું.
કલ્પાંત—રોવું, કકળવું, પસ્તાવો, ખેદ.
કૂકડી—મરઘી.

ખ.

ખલાસી—વાહાણનો હાંકનાર.ખારવો.
ખોંખારેછે—હણહણવું.
ખાળવું—અટકાવવુ; બંધ કરવુ.
ખીજવવું—ધખવવું; ગુસ્સે કરવું.
ખજૂર—ખજૂરી ઝાડનાં ફળરૂપી મેવો.
ખસેડયા—દૂરકર્યા; ખેસવ્યા.
ખૂબ—ઘણું; ઝાઝું; બહુ.
ખૂણે ખોચરે—ઓળે; ગોખલે, આસપાસ.
ખાસા—મજાનાં; સારાં; નવાં.
ખારૂં—ખારવાળું.
ખંખેરી—ઝાપટી, ઝીંઝોટી. ઉડાડી.
ખુંધ—બરડા વચ્ચેનો ઢેકો. ટેકરો.
ખારાશ—ખારવાળુ.

## ग.

ગર્જના—અવાજ, નાદ, સાદ.
ગુચ્છો—રીસ; જથ્થો થોક.
ગઠ્ઠા—ખડબ; ગાંઠો.
ગંદવાડ—એઠવાડવાળું, દુર્ગંધ.
ગેરૂ—ધૂળ રાતી, રાખ.
ગોરસ—દહીં.
ગુરૂ—મેહેતાજી; શિક્ષક, વિદ્યા ધર્મ વિગેરે રસ્તો સારો દેખાડનાર.
ગાંધી—ગંધીઆણું તથા ઓસડ વેચનાર.
ગણપતિચોથ—ગણેશ ચોથ. વૈશાક સુદ ૪
ગુણ—પાડ; આભાર.
ગુમડાં—શરીરમાં પાકેલાં ગડ.
ગરીબ—લાચાર; કંગાળ.
ગળચવો—ગળે પહેરવાનું સોનાનું ઘરેણું.
ગાંસડી—પોટકી. ગાંઠડી.
ગજાનું—શક્તિ.
ગુણપાડ—આભાર.
ગમ્યો—પસંદ પડયો; ભાવ્યો.
ગધેડું—ખચ્ચર.
ગ્રહ—ફરતાં પૃથ્વીનાં સ્થાનકો.
ગૃહસ્થ—ઘરધણી, આબરૂદાર.
ગુજરાતી—ગુજરાતની.
ગોતર—ખાતર.
ગળે પડવું—વળગી પડવું હકવગર માલિક થવું.

## घ.

ઘેબરીઓ—ઘેબર જેવો મીઠો
ઘૂમટો—લાજ, મો ઢાંકવુ, સણકો.
ઘસવા—મસળવા.
ઘાસ—ખડ.
ઘૂરકવું—વાડકાં કરવાં, સામાથવું, ઘોરવું.
ઘુંટવુ—વાટવું.
ઘૂઘરા—એકજાતની ઘુઘરાના આકારની એક ચીજ.

## च.

ચિત્ર—છબી; ડોળ; નકશો; આકાર, ફોટોગ્રાફ.
ચપ્પુ—ચાકુ; છરી.
ચંદ્ર—આકાશમાં એક ગ્રહછે.
ચંદી-જોગાણ, ઘોડાને જે દાણા ખવરાવે છે તે.
ચિપિઆ—ચિપટી વાળેલી લોઢાની પાટી જેવા.
ચૂસવું—ધાવવું, ખેંચવું.
ચાંદી મોઢામાં થએલું ચાઠું.
ચીકણું—ચીકાશવાળું,તૂટેનહીંતેવુ
ચિચોડા—આબલીના બી.
ચોખંડા—ચોરસ.
ચાટલું—દર્પણ; અરીસો; પાંપણ

પરનો ભાગ.
ચિત્ત—મન; ધ્યાન,
ચોરણો—સુરવાળ, કમરથી નીચેનો પહેરવાનો લૂગડાનો શીવેલો હોય છે.
ચોકી-ચોકસી, રોન, પેહેરો.
ચોપડચાં-અડાડચાં; વળગાડચાં, ભુસ્યાં.
ચળકતાં-ઝળકતાં, ઓપતાં.
ચચ્ચાર-ચાર ચાર.
ચૌટું-બજાર, દુકાનુનો ચોક.
ચોમાસુ-વરસાદના ચાર મહિના.
ચાહુન—જાહેરાત, ચડે ઘોડે, ઉઘાડે છોગે
ચીજ-વસ્તુ, ચીજ, જણસ.
ચોકડાં-કાને પેહેરવાનાં ચોરસ સોનામાં તગન.
ચોટલો-માથાના લાંબા બાળનો જથો.
ચાકરડી—દાસી. ચાકરી કરનારી.
ચંચળ—ચપળ. તીવ્ર,
ચરબી—હાડકાંપરનો ગર
ચૂડા—બલૈઆં, તે હાથીના દાંતનાં થાય છે.
ચતુરાઇ—દાનાઈ ડાહાપણ.

**છ.**

છત્રી...છત્ર; ચોમાસા ઊનાળામાં માથે ઓઢવાનું યંત્ર.
છપ્પો-છપદનો છંદ.
છાજલી-છજ્જું,
છૂટું—મોકળું, અલગ.
છોકરાં—બાળક ( છોકરાંને છોડીઓ મળીને. )
છાયું—માળ્યું છવર્યું.
છાપરૂં—ખોરડું, ઘર, ઝુંપડું.
છીંડી—બારી, બાકું.
છોલાણું—ચારેમેર ચુનો દીધેલું.
છાંટવું...છંટકોરવું; ઉડાવવું, ફેંકવું
છવીટીઆં—કરડા; વેઢ; વીંટીઓ.
છાતી—હૈયું; મન; ગામ નીચેનો આગળનો ભાગ.
છછુંદરા—દારૂનાં કાગળનાં ભરેલાં ખોખા.
છાંયડો—શીળો, છાંયો, ઓળો.
છૂપાવવું—સંતાડવું દબાવવું.

**જ.**

જંત્ર—તંત્ર; બે તરફ તુંબડાં નાંખેલું વાજું.
જક્કી—જકકરવાળું; મતવાળું.
જલદ—આકરો, તેજદાર,
જન્મવું—અવતરવું.
જવલ્લે—કોઇકજ.
જામદાની—ધોળો ઊંચો દુમાસ. ખેસ.
જગપત્તિ—પરમેશ્વર, જગતનો ધ-

ણી.
જુઓ—ભાળો, દેખો, સંભાળો.
જંગાલ—લીલો રંગ.
જાગતું—ઊંઘતું નહિ તે, સાવચેત રહેવુ.
જણસો—ચીજો, વસ્તુઓ.
જીવજંતુ—ઝીણાં જીવડાં.
જુગ્તિ—કળા; હિકમત, યુક્તિ.
જીંડવાં—કપાસનાં કાચાં કાલાં ( ફળ ).
જગન્નાથી—ધોળું ઝીણું લૂગડું, તે અસલ જગન્નાથમાં બનતી

झ.

ઝંખવાણો—ઝાંખો; મોળો, ફીકો
ઝલાય—પકડાય; ઝાલી લેવાય.
ઝાંઝવાં—ઉનાળામાં છેટેથી પાણી જેવું જે દેખાય છે તે.
ઝાંપ—જાળ.
ઝાંપો—ભાગોળ, ગામનો રસ્તો.
ઝાંઝ—કાંસીઆં.

ट.

ટાટ—સણનાં લૂગડાં.
ટટુ—વછેરૂં, નાનું ઘોડું.
ટંકોટંક—છલોછલ. મોં સુધી.
ટોપલી—સુંડલી,
ટાંકાં—છો દીધેલાં વરસાદનાં પાણી ભરેલાં.
ટપેર્યાં—ભોલાવ્યાં; ચેતાવ્યાં.
ટુંપીઆ—ગળે પેહેરવાનાં સોનાનાં ઘરેણાં.

ठ.

ઠીકરાનાં—માટીનાં.
ઠોકયો—માર્યો.
ઠાર—ઠેકાણે; સ્થાનકે.
ઠુંઠવાવું—સજ્જડ થવું.

ड.

ડોળીઉં—ડોળીઆનું તેલ.
ડંખ—ડંશ.
ડાહ્યો—સુજ્ઞ; ચતુર,
ડામ—લોઢાનો ખીલો તપાવી શરીરને ચાંપવો.
ડૂબી—બૂડી; ડૂબકીમારી.
ડોવીદેછે—બોળી દેછે.

ढ.

ઢીમણું—ઢેકો; ગડ, ગુમડું.
ઢીંચણ—પગમાં જાંગની નીચેનો ભાગ.

त.

તાસક—તાંબાનું થાળી જેવું પહોળુ વાસણ,
તાંબાકુંડી—તાંબાની કુંડી.
તરૂ—નાના છોડ, ઘરૂ, રોપા.
તૂટી—ભાગી; કટકાકરી
તૈયાર—તત્પર; ઝટ; તાકીદે, એકદમ.
તુસીપાટીઆં—સ્ત્રીની કોટનું ઘરેણું.

તુરંગ—મનના તોર; વિચાર.
તુચ્છ—હલકો.
તરબૂચ—એકજાતનું વેલાનું ફળ.
તેજાનો—જાયફળ; જાવંત્રી; તજ, લવીંગ, વિગેરેનો ગરમ મશાલો.

## દ.

દૂધભાઈ—એક દૂધે ધાવેલા.
દુલ્લભ—માણસનું નામ છે. ક્વચીતજ મોંઘું.
દુશ્મન—શત્રુ.
દર્પણ—અરીસો.
દક્ષિણી—દક્ષિણ દેશનાં
દુકાળ—નઠારો વખત.
દેડકાં—નાનાં જનાવર.
દુકાન—હાટ.
દિવસ—દહાડો.
દીન—ગરીબ.
દોશીવાણિઆ—કાપડ વેચનાર વેપારી.
દીવાળી—આસો વદ અમાંસ આનંદનો દિવસ. દીવાવાળી.
દેશાવર—બીજેદેશ, પરદેશ.
દાટવું—દાબવું.
દિવેલ—દીવે બાળવાનું તેલ.
દારૂખાનું—દારૂનું ઠેકાણું. આતસબાજી.
દોંગાઈ—લુચ્ચાઈ.
દાદર—સીડી; નીસરણી.

## ધ.

ધ્યાન—મન; ચિત્ત.
ધર્મ—પુણ્ય; દયા.
ધોબી—લૂગડાં ધોનાર.
ધાન્ય—અનાજ; દાણા.
ધૂળ—માટી.
ધડ—શરીરને ડોકા નીચેનો ભાગ.
ધરતી—જમીન, પૃથ્વી.
ધીરજ—શાંન્ત ધીમાસ.
ધુણાવ્યું—હલાવ્યું; ડગાવ્યું.
ધાતુ—મની; સોનું; રૂપું; તાંબુ; સિસું; જસત; કલઈ લોઢું; વિગેરે.
ધૂતારા—ઠગારા; ઢોંગી.
ધર્મપુસ્તક—ધર્મનાં પુસ્તક.

## ન.

નરી—એકલી.
નક્કર—મજબૂત; પોલુંનહિ તે, કઠણ.
નાગલી—એક જાતનું અનાજ.
નિર્દય—દયા વિનાનું. ઘાતકી.
નેત્ર—આંખ, ડોળો.
નીવડવું—સુધરવું, પેદા થવું.
નીસરી—નીકળી.
નીરે—નાંખે.
નિત્યે—હમેંશાં દરરોજ.
નળીયાં—માટીનાં બનાવેલાં ઘર.

છાવા માટે તે પર નાંખે છે તે.
નહોર—નખ.
નદીઓ—નહેરો, વહેળા.
નિશાળ—સ્કૂલ, પાઠશાળા, મકતબ.
નકુચા—બારણાની સાંકળ રાખવાના ખીલા.
નવરાશ—ફુરસદ; કામ વગર.
નિરાંત—સાંન્તતાથી રહેવું.
નિશાની—ઠેકાણું; એંધાણ.
ના ખુશ—નારાજી; દીલગીરી.
નિરાશ—આશાભંગ, ઉદાસ.
નાડી—રગ; નાડ.
નીતિ—ન્યાય; સાચાઇ; હકસર.
નાદ—સાદ; અવાજ.
નાઇડી—પૈડામાં આરા નાંખવાનું વચલું માણું.

प.

પોઇ—તેનાં પાંદડાંનાં ભજીઆં થાય, વેલો રાતો હોય.
પસ્તાવો—પશ્ચાતાપ, ફિકર
પ્રવાહી—રેલો ચાલે તે.
પ્રેમ—પ્રિતી; હર્ષ, હેત.
પ્રમાણે—અદલે; બરાબર; ઇનસાફે; સરખે.
પૂછ્યું—સવાલ્યું, સવાલકર્યો, તજવીજ કીધી.
પુણ્ય—ધર્મ.
પ્રસાદ—જમવાનું; ખાવાનું.
પ્રધાન—કારભારી; દીવાન; કામદાર.
પ્રાણી—પંચ તત્વનો જીવ. પ્રાણ વાળું.
પશ્ચિમ—આથમણી દિશા.
પાંજરૂં—જનાવરને રાખવાનુ ચોકઠું.
પુંજી—મીલકત; ધન, નાણું.
પશુ પંખી—ચાર પગાં તથા પાંખવાળાં જીવ.
પડવું—આખડવું, લથડવું.
પ્રખ્યાત—જાણીતો, વીખ્યાત.
પોપચું—ડોળાનું ઢાકણુ.
પાંપણ—પોપચાના ડોળા ઉપરના વાળ.
પેસાશે—જવાશે; ગરાશે.
પાડું—ભેંસનું બચ્ચું.
પીતળ—તાંબાને જસતની મેળવણીની મિશ્રધાતુ.
પિછોડી—પછેડી.
પશુ—ચોપગું જાનવર.
પંખી—પાંખવાળાં જાનવર.
પસ્તાવો—પશ્ચાતાપ; ફિકર.
પ્રણામ—નમવું; પગે લાગવું.
પેંડા—સાકરની અગર ખાંડની ચાસણીમાં માવો નાંખી વાળેલી ગોળીઓ.

પકવાસા—ખપેડા; વળી સાથે જડેલી લાકડાની ચીપો.
પૂરા—સામટા; બધા.
પચુસણુ—છૂટકછૂટક; નોખુંનોખું
પહેરાવ્યાં—નાંખ્યાં; ઓઢાડયાં; ચડાવ્યાં.
પાનસોપારી—પાન સાથેની સોપારી.
પખવાડીઉં—પંદરવારીઉં (પંદર દિવસ ).
પાંદડાં—પત્તાં; પાત્રાં.
પાણી—જળ, નીર.
પસ્તાય—પાછળથી ફિકરથાય, ચિંતાય.
પાછળથી—પછવાડેથી; વાસેથી; પછીથી.
પરશાળ—ઓશરી.
પાણીઆરૂ—પાણી રાખવાની જગો.
પીછાં—પક્ષીનાં પીસોળીઆં.
પૂણે—નડે, અડચણ કરે.
પૃથ્વી—જમીન, ધરતી.
પરમેશ્વર—પરમ=મોટો+ઇશ્વર=ધણી=મોટો ધણી.
પોતીઆ—ધોતીઆં.
પાટી—સ્લેટ.
પોંચી—કાંડે પેહેરવાનું સોનાનું ઘરેણું.
પિતાંબર—પિત=પીળું+અંબર=લૂગડું, રેશમી પીળું લૂગડું; મૂગટો.
પાવડો—ધુળ એકઠી કરવાનું લોઢાનું ઓજાર.
પેડુ—પેટ નીચેનો ભાગ.
પહોંચ્યો—પુગ્યો; પાસે આવ્યો.
પ્રેમ—હેત; પ્રિત.
પતાસાં—ખાંડની ચાસણીના ફુલેલા ચકતા.
પાલખી—મ્યાનો ખુલ્લો.
પંચરાંગી—પાંચજાતની; પાંચવાનાની.
પાલવવું—પરવડવું.
પરવડવું—પાલવવુ.
પાંજરૂ—જનાવર રાખવાનું. લાકડાનું ચોખઠું.
પડવું—દડવું; આખડવું.
પાંપણુ—પોપચાંના ડોળા ઉપરનાં વાળ.
પૂળા—ઘાસનો જથ્થો; નાનો બાંધેલો.
પૈસાદાર—પૈસાવાળા, ધનવાન.
પુઠીઆં—પૈડામાં આરાના બહારના ભાગ નાંખવાના ફરતા પાટલા ( ચક્કર. )
પ્રમાણે—બરાબર; ઈનસાફે; સરખે.

પ્રવાહી—રેલો ચાલે તેવું.
પતંગીઉં—ફુદકું; જીવડું.
પીઅર—માવતરે.
પણો—ઝીણી રેતી.
પડપૂછ—પૂછગાછ.
પોષણ—રક્ષણ; સોસાવું, પચાવવું.
પૂર—ઘણું પાણી; જોર; પૂરૂં.
પતિ—ધણિ; માલિક.
પુરૂષ—નર; આદમી; જણ; ભાઈડો.
પ્રિતી—હેત; સ્નેહી; પ્યાર.
પ્રજ્ઞઃ—ડાહ્યો; સુજ્ઞ.
પ્રાર્થના—સ્મરણ; સ્તુતિ, ભજવું.
પ્રભુ—પરમેશ્વર; ઇશ્વર.

**फ.**

ફોરૂ—ટીપું; છાંટો.
ફાવ્યો—લાગ આવ્યો.
ફજેતી—ચરચા; અપકિર્તિ.
ફડાવ્યું—તોડાવ્યું; કપાવ્યું.
ફૂલ—ફળ; પુષ્પ.
ફળ—મેવો.
ફિકર—ચિંતા; દીલગીરી.
ફુલકરણી—દારૂની કાગળની ફૂલ પડે તેવી વસ્તુ.
ફૂમતું—બાવળનું ફૂલ,

**ब.**

બુદ્ધિ—અક્કલ.
બૂટ્ટા—રેશમી મશરૂનું બુટ્ટાવાળું લૂગડું.
બચ્ચાં—બાળ; બાળક; નાંનાં.
બનાવ્યું—ગોઠવ્યું; પેદાકર્યું.
બૂમે બૂમ—ચીસે ચીસ; રાડેરાડ.
બાઈડીઓ—ઓરતો; સ્ત્રીઓ.
બરફી—ખાંડની ચાસણીમાં માવો નાખેલા ચોસલાં.
બુરૂ—ધોએલી ખાંડ.
બીકણ—ડરકણ; ભડકણ.
બાજુબંધ—હાથની કોણી ઊપર બાંધવાનું સોનાનું ઘરેણું.
બાબરી—નાનીચોટલી નાનાવાળ.
બુધ—એક ગ્રહછે. મંગળવાર પછીનો વાર.
બંદર—દરિઆ કાંઠેનુ શેહેર વાહાણ થોભે તે.
બદુક—દારૂ ગોળી ભરી ફોડવાનું હથિઆર.
બિંબ—કિરણ.
બ્રાહ્મણી—બ્રાહ્મણની; બાળબોધી.
બોલી—ભાષા; લિપિ.
બાસ્તો—ખાદીનું ઝીણું લૂગડું.
બુધૈ—બુધવાર; જાપું જાપડું.
બેરખી—બાઇડીઓને કાંડે પહેરવાનું ઘરેણું.

**भ.**

ભાત—રાંધેલા ચોખા.

ભક્તિ—ભજવું; સ્તુતિ.
ભાંડવું—બકવું; મનધાર્યુ બોલવું.
ભઠ્ઠી—દેવતાનો ઢગલો.
ભો—બીક; ભય; ડર.
ભીંત—પછીત; વંડી.
ભોં—જમીન; ધરતી.
ભીંતરડી—વંડી; પછીત; ભીંત.
ભારોટીઆં—પાટડા.
ભત્રિજો—ભાઇનો છોકરો.
ભૂલ—ખોડ; ખાંપણ; ચૂક.

म.

મહેતાજી—માસ્તર; ગુરૂ; શિક્ષક.
મિત્ર—સ્નેહી; હેતુ; દોસ્ત; ભાઇબંધ.
માસ્તર—મહેતાજી; ઉપરી; ગુરૂ.
માંજેલાં—ઉજાળેલાં; ઉટકેલાં.
મનાવ્યું—મનવ્યું; કબુલ કરાવ્યું.
મહિના—૩૦ દિવસ; ચાર અઠવાડીઆં.
મગફળી—કાજુની શીંગો; માંડવી.
મની—ધાત; નાણું; બિલાડી.
મોળું—ફિકું; મીઠા વગરનું.
મેડી—માળ; મેડો; બીજીભોં.
માંજર—મોર તથા કૂકડાને માથે જે ટોપી હોય તે.
મજલ—એક દિવસનો પંથ.
મચ્છર—એક જાતના જીવજંતુ.
માણેક—લાલ રંગનો કીંમતી પથ્થર.
માર્ગ—રસ્તો; વાટ.
મનુષ્ય—માણસ.
મુદ્દલ—જરાએ.
મધ્યમ—સાધારણ; બરાબર; વચલું.
મધપૂડો—મધનું પોડું.
માટલું—માટીનો ઘડો; ગોળો.
માન્યું—કબુલ કર્યું.
મોતી—પથ્થરનો દાણો કાણાવાળો.
મજૂર—મહેનત કરનાર; મજૂરી કરનાર.
મોખરો—મોરો; મો આગળ.
મોઘું—કિમતી; આકરૂં.
મિઠાઇ—સ્વાદવાળું; ખાવાનું સુખડું.
મરડવું—વાળવું.
મસુર—એકજાતનું કઠોળ.
મૂરખાઇ—બેવકૂફાઈ.
મૂરખો—બેવકૂફ.
મણા—ખામી; ખોડ.
મધ્યમ—સાધારણ, બરાબર, વચલું.
મચ્યાં—લાગ્યાં; વળગ્યાં.
માલિક—ધણી; મુખત્યાર ઉપરી.
મંગળ—એક ગ્રહછે. સોમવાર પછીનો વાર.
મૂગટા—પિતાંબર; અબોટીઆં.

મશરૂ—રેશમ તથા સુતરનું બનેલ તે.
મોસાળ—માના ભાઇ તરફનું; મામા તરફનું.
મિનિટ—કલાકનો સાઠમો ભાગ.
મુક્તિ—મોક્ષ.
મુડદું—સબ; જીવ વિનાનું શરીર.
મદારી—ખેલ કરનાર; બાજીગર.
મુચરકો—ઇનસાફી કબુલત; ખત; દસ્તાવેજ.
મૂળાક્ષર—મૂળના અક્ષર. (સ્વર વ્યંજન. )
મોઢું—મોં.
મહિપતિ—પૃથ્વીપતિ;રાજા, ધણી.

**य,**

યુક્તિ—જુક્તિ; કળા; હિકમત.

**र.**

રાજકુંવર—રાજાનો છોકરો; ગાદીના હકવાળો કુંવર.
રીતભાત—રહેણી; કરણી; ચાલ ચલગત; વર્તણુક.
રૈયત—પ્રજા.
રળિઆમણું—શોભીતુ; રૂપાળુ.
રતાંધળો—રાતે આંધળો.
રૂડી—સારી; રૂપાળી.
રસોડું—રસોઇખાનું.
રીસાળ—ક્રોધી ગુસ્સો કરનાર.
રમુજી—રમતિઆળ, આનંદી
રસ્તો—માર્ગ.
રસળવું—રઝળવું.
રેસા—છાલ; તાંતણા.

**ल.**

લાગલુ—હમેશાં; એકદમ; તુરતજ.
લાંગ—લંગર; શીંગ.
લાંઠ—મશ્કરી; ઠગ.
લશ્કર—ફોજ; લડાઇના સિપાઇનું ટોળું.
લિપિ—ભાષા; બોલી.
લૂચ્ચાઈ—દોંગાઇ; ઠગાઇ.
લૂગડાં—કપડાં.
લોઢી—લોઢાની તવી; તાવડી.
લોઢું—એ એક કઠણ ધાતુ છે.
લટકતાં—ટીંગાતાં; વળગી રહેતાં.
લાગટ—જાથુ, હમેશાં.

**व.**

વચ્ચે—મધ્યે; માંહે.
વિઘ્ન—નુકશાન.
વિદ્યા—જાણવાપણું.
વાંક—ગુન્હો; આળ.
વિદ્વાન—વિદ્યાવાળો; માહિતગાર; પંડીત.
વિંછી—વિખવાળું જીવડું.
વિખ—ઝેર.
વિલાયત—પોતાનો દેશ; ( ગ્રેટ બ્રીટન )
વિખ્યાત—પ્રખ્યાત; જાહેરાંત.

વણવું—કાંતવું; લૂગડું કરવું.
વિગતેથી—હારેબંધ; વિગતબંધ; અનુક્રમ.
વાંસે—પછવાડે; પાછળ; પછીથી.
વાછરડું—ગાયનું બચ્ચું.
વિષે—વાસ્તે; માંહે.
વસ્તુ—ચીજ; જણસ.
વિશ્વાસ—ભરોંસો.
વિઆવાની—જણવાની.
વિચાર્યું—ધાર્યું; મનસુબો કર્યો.
વાસણ—ઠામ.
વસંત—તે ઋતુ છે; ( તે માહા ફાગણમાં હોય છે.
વિશ્વ—જગત; દુનિઆ.
વિજળી—વરસાદનો સબાકો.
વસમો—આકરો.
વૈદ્ય—વૈદું જાણનાર.
વરસ ગાંઠ—જન્મગાંઠ; જન્મ દિવસ.

શ

શુદ્ધ—સાફ; ચોખ્ખું.
શૂરાતન—બાહાદૂરપણું; જોસ.
શરીર—અંગ; ડીલ.
શક્તિ—બળ; જોર.

સ

સંજેરી—ધ્રુધરા.
સુરવાળ—ચોરણો; પાય જામો.
સિંદુર—સીસાના કાટનું થાય છે, તેનો રંગ લાલ છે; તે ઝેરી પદાર્થ છે.

હ

હીરાકંઠી—હીરાકણીના જેવા ચળકતા ઝીણા નક્કર દાણાની જે ગાંઠેલી કંઠી તે.
હીરો—ધોળા રંગનો કિંમતી પથ્થર.

ક્ષ

ક્ષત્રી—લડવૈયા; રજપૂતો.
ક્ષમા—માફ; દર ગુજર.
ક્ષણ—જરાવાર; પળ.

જ્ઞ

જ્ઞાતિ—જાતિ.
જ્ઞાન—ડહાપણ; શાણપણ.

અ

આધરકે—જમાવે; મેળવે.
અલ્યા—પોતાથી નાના તથા લાડથી બોલાવવાની રીત.
ઓરમાઈ—બીજી માનો.
આંગળીઆત—બીજે ધણીને ત્યાંથી સાથે છોકરૂં લાવી હોય તે.
અકોટી—સોપારીના જેવું કાને પહેરવાનું ઘોળીઉં.
આળું—સાફ કર્યા વિનાનું.
અરે—દયા.
અગથીઓ—એક જાતના ફુલની કઢી કરવા જેવું ઝાડ.

અળાયો—હોળાયો; અર્ધ ગોળા કારપાણુ.

**ઇ**

ઇશ્વર—પરમેશ્વર; ધણી; પ્રભુ.
ઇરાદો—વિચાર; ઈચ્છા; મુરાદ.
ઇર્ષા—અદેખાઇ

**ઉ**

ઉત્પન—પેદાથવું; જન્મ.
ઉદાસ—દીલગીર; બેહોંસ.
ઉષ્ણ—ગરમ; તપાવેલુ; ઊનું.

---

# કાઠિઆવાડ ઇલાકાની ભૂગોળ.

**નકશાની દિશાનું વર્ણન**—નકશા સામું મોં કરી ઉભા રહેવું; તેમાં માથા ભણી ઉત્તર; પગ તરફ દક્ષિણ; જમણા હાથ તરફ પૂર્વ; નેડાબા હાથ તરફ પશ્ચિમ. જમણા હાથનો ઉંચેનો ખુણો તે ઇશાન; નીચે અગ્નિ; ડાબા હાથનો ઉંચેનો ખુણો તે વાયવ્ય; નીચે નૈરૃત્ય.



**જમીનપરની દિશાનું વર્ણન**—સૂર્ય ઉગેછે તે પૂર્વ અથવા ઉગમણ દિશા છે; હવે સવારમાં અગર ગમેતે વખતે તે પૂર્વ દિશા સામું મોં કરી ઉભા રહેવું; તેમાં વાંસા તરફ આથમણી કે પશ્ચિમ દિશા, જમણા હાથ તરફ દક્ષિણ; ડાબા હાથ તરફ ઉત્તર. જમણા હાથથી પૂર્વ તરફનો તે અગ્નિ; અને તે હાથથી પશ્ચિમ તરફનો ખુણો તે નૈરૃત્ય. ડાબા હાથ તરફથી પૂર્વ તરફનો ખુણો તે ઇશાન ને તે હાથથી પશ્ચિમ તરફનો ખુણો તે વાયવ્ય સમજવો.

**વાખ્યાઓ—૧ દ્વીપકલ્પ**—જમીનના ત્રણે ભાગ તરફ પાણીને એક તરફ જમીન તે.

૨. **બેટ**—જમીનની ચારે તરફ પાણી તે. ૩ **સરોવર**-ચારે તરફ જમીનને વચમાં પાણી તે.

૪ **અખાત**—પાણીની અણી લાંબી થઇને જમીનમાં ગઇ હોય તે.

૫ **મહાસાગર**—ખારા પાણીનો મોટો સમુદ્ર તે.

૬ **સમુદ્ર**—ખારા પાણીનો જે નાનો ભાગતે.

૭ **ધાર**—જમીન થોડી ઉંચી થઇ લાઈન નીકળે ત્યારે તે ધાર કહેવાય છે.

૮ **ડુંગર**—જમીનનો જે ભાગ થોડો ઊંચો હોય તે.

૯ **પર્વત**—ડુંગરા કરતાં વધારે ઉંચી જમીન ઊપસેલી તે.

૧૦ **મેદાન**—સરખીને સપાટ એકી સાથેની જમીન તે.

૧૧ **નદી**—મીઠા પાણીનો પ્રવાહ પર્વત અગર; સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇ સમુદ્રને મળેછે તે.

૧૨ **ખાડી**—નદી સમુદ્રને મળતાં પહેલાં તે થડમાં મુખ પહોળુ હોય તે.

૧૩ **બંદર**—દરિઆ કિનારાનું ગામ ત્યાં વાહાણોથી માલ ચડતો ઊતરતો હોય તે.

૧૪ **સ્ટેશન**—રેલ્વે જતી હોય પણ જ્યાં માલ, માણસ વિગેરેની ચડ ઊતર થતી હોય તે.

